॥ श्री ॥



# ब्रह्मनित्यकर्म

प्रथमं पुस्तकं

श्री शुक्लयजुर्वेदीय माध्यन्दिन वाजसनेय द्विजोपयोगी
संक्षिप्त प्रातर्विधि, त्रिकालसंध्या, संक्षिप्त
यज्ञोपवीतधारण प्रयोग सहित देवपूजा
ब्रह्मयज्ञ, नित्यतर्पण पृष्ठोदेवी
विधानोक्त वैश्वदेव तथा
भोजनप्रयोग.

---

આહ્નિક સૂત્રાવળી, ધર્મસિંધુ ઇત્યાદિને
આધારે સંશોધન કરી

પ્રકાશક કર્તા:-જયકૃષ્ણ પ્રેમશંકર શુક્લ
પારેખ ફળીયું. રાંદેર.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫



કીંમત ૪ આના

## એક અપૂર્વ નવીન પુસ્તક.

## જપ (અથવા)

# ઇશ્વરને મળવાનો માર્ગ.

આ નમુનું એક ઉપયોગી પુસ્તક અમારા તરફથી હાલમાંજ પ્રકટ કરવામાં આવ્યું છે. આજે પ્રત્યેક મનુષ્ય ઇશ્વરને મળવાને ઉત્સુક હોય છે. પોતાના ઇષ્ટદેવ પરમેશ્વર, પયગમ્બર, ખુદા, એના દર્શનની અભિલાષા દરેકને હોય છે. આ પુસ્તક ઇશ્વરને મળવાનો રાજ્ય માર્ગ દર્શાવે છે અને તે પ્રત્યેક ધર્મના બંધુઓને વાંચવા વિચારવા અને મનન કરવા યોગ્ય છે જપનું સુંદરમાં સુંદર સ્વરૂપ તે દર્શાવે છે. અભ્યાસકને પડતી કઠીનતા દુર કરવાના સુગમ માર્ગોનું તે પ્રતિપાદન કરે છે. પુસ્તક પ્રગટ થતાંમાજ તેની ૧૫૦૦ પ્રત તો એક ઉદારચિત ગૃહસ્થ તરફથી વહેંચાઇ છે મિત્રોને ભેટ આપવા લાયક અને જ્ઞાતિની લ્હાણીઓમાં આપવા લાયક પુસ્તક થયું છે. તમે વાંચો અને જરૂર પ્રસન્ન થશો. યોગની સરળ પદ્ધતિ પણ આ પુસ્તક તમને શિખવશે વિચાર વમળમાં ગોથા ખાઇ નિરાશ થઇ ગએલા તમારા મનને ઉત્સાહી અને ચૈતન્યવાળું કરશે. પાકું પુંઠું સોનેરી નામ અને સુંદર છપાઇ હોવા છતાં બહોળા ફેલાવાના ઉદ્દેશથી કિંમત માત્ર એક રૂ. પોષ્ટેજ ૦-૨-૦ આજેજ મંગાવી લ્યો.

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ**

**તંત્રી વિશ્વજ્યોતિ અડાજણ-સુરત.**

श्री

# ब्रह्मनित्यकर्म

श्री शुक्लयजुर्वेदीय माध्यन्दिन वाजसनेय द्विजोपयोगी
संक्षिप्त प्रातर्विधि, त्रिकालसंध्या, संक्षिप्त
यज्ञोपवीतधारण प्रयोग सहित देवपूजा
ब्रह्मयज्ञ, नित्यतर्पण पृष्ठोदंवी
विधानोक्त वैश्वदेव तथा
भोजनप्रयोग.

આચરણી તથા જાણવાયોગ્ય પ્રસંગો સહિત સટિક.

---

सन्ध्या स्नानं जपो [illegible] ध्यायो देवतार्चनम्।
वैश्वदेवोऽतिथेयश्च षट् कर्माणि दिनेदिने ॥

સંધ્યાવંદન, હોમ, જપ, દેવાર્ચન, સ્વાધ્યાય,
વૈશ્વદેવ-અતિથેય, નિત, દ્વિજષટ્કર્મ ગણાય.

---


કર્તા અને પ્રકાશક.
જયકૃષ્ણ પ્રેમશંકર શુકલ.
રાંદેર, પારેખફળીઆ.
પ્રથમાવૃત્તિ-પ્રત ૧૦૦૦
સંવત. ૧૯૮૧ સને. ૧૯૨૫
કીંમત. ૦-૪-૦

॥ श्रीगणेशाय नमः ॥

# ब्रह्मनित्यकर्म

॥ अथ प्रातर्विधिप्रारंभः ॥

બ્રાહ્મ[1] મુહૂર્તને વિષે જાગૃત થઇ નારાયણ, રામકૃષ્ણ ઇત્યાદિ પોતાના ઇષ્ટદેવના નામનું સ્મરણ કરવું. પછી બેઠા થઇ નેત્રશુદ્ધિ કરવી (આંખ ચોળવી) પછી પોતાના બેઉ હાથની હથેલી જોતાં નીચેનો શ્લોક ભણવો.

कराग्रे वसते लक्ष्मीः करमध्ये सरस्वती ।
करमूले स्थितो ब्रह्मा प्रभाते करदर्शनम् ॥ १ ॥

---

१ ब्राह्ममुहूर्तः—विष्णुपुराणे—रात्रौ पश्चिमयामस्य मुहूर्तो यस्तृतीयकः। स ब्राह्म इति विहितः स प्रबोधने ॥ १ ॥ पंच पंच उषःकालः सप्तपंचारुणोदयः अष्टपंच भवेत्प्रातस्ततः सूर्योदयः स्मृतः ॥ २ ॥ રાત્રીના ચોથા પોહોરના ત્રીજા મુહૂર્તથી બ્રાહ્મ મુહૂર્ત કહેવાય છે. ૧. ૫૫ ઘડીથી ઉષઃકાળ; (૫૭ ઘડીથી અરૂણોદય; ૫૮ થી પ્રાતઃકાળ;) ત્યારપછી સૂર્યોદય જાણવો. ૨ ब्राह्मे मुहूर्ते या निद्रा सा पुण्यक्षयकारिणी । तां करोति द्विजो मोहात्पादकृच्छ्रेण शुद्ध्यति ॥ બ્રાહ્મ મુહૂર્તે ઉંઘવાથી પુણ્ય નાશ પામે છે ઇ૦

પછી પથારીમાંથી ઉઠી, પૃથ્વી ઉપર પગ મૂકતાં તેની ક્ષમાપ્રાર્થના કરવી, ત્યાં નીચેનો શ્લોક બોલવો.

समुद्रवसने देवि पर्वतस्तनमंडले ।
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥

પછી વિડ્મૂત્રોત્સર્ગ (મળમૂત્રશુધ્ધિ) કરી યથાવિધિ [1]હાથપગ ધોઈ આઠ[2] કોગળા ચોખ્ખા પાણીથી કરવા.

---

१ मृत्तिकाप्रमाणम्-भृगुः—द्वे लिंगे मृत्तिके देये गुदे पंच करे दश । उभयोः सप्त दातव्या विड्शौचे मृत्तिका स्मृता ॥ બે વાર લિંગે, ગુદે પાંચ વાર, ડાબે હાથે દશ વાર અને પછી બેઉ હાથને સાતવાર મૃત્તિકા (માટી) દઈ ધોવા, એવું વિડ્ શૌચને વિષે મૃત્તિકાનું પ્રમાણ છે. વળી મૂત્રત્યાગ કર્યા પછી લિંગે એકવાર, ડાબે હાથે ત્રણ વાર અને બેઉ હાથે બેવાર એ પ્રમાણે માટી લગાડી ધોઈ નાંખવા; બેઉ પગને ત્રણવાર પાંચવાર માટી લગાડી ધોવા. વીર્યપાત થાય તો મૂત્ર કરતાં બમણી અને મૈથુન સમયે ત્રમણી શુદ્ધિ કરવી.

२ गंडूषविधिः—नागदेवः—मूत्रे पुरीषे भुक्त्यन्ते रेतःप्रस्रवणे तथा । चतुरष्टद्विषट्षोडशगण्डूषैः शुद्धिमाप्नुयात् ॥ મૂત્રને વિષે ૪, મળોત્સર્ગને વિષે ૮, ખાધા પછી ૧૨, વીર્યસ્ખલનપછી ૧૬ કોગળા (ડાબે પાસે) કીધાથી શુધ્ધિ થાય.

પછી દંતધાવન (દાતણ) કરી મુખશુદ્ધિ કરવી. પછી નીચેનો મંત્ર ભણી શરીરે પાણી છાંટી દેહશુદ્ધિ કરવી.

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोपि वा ।
यः स्मरेत्पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥

પછી સ્નાન કરવું. ત્યાં નીચે પ્રમાણે સંકલ્પ કરવો. આચમન કરી (સૂર્યાભિમુખે) જમણા હાથમાં પાણી લઈ

स्नानसंकल्पः—अद्य पूर्वोच्चरित एवं गुणविशेषेण विशिष्टायां शुभपुण्यतिथौ अमुक[1] मासे अ० पक्षे अ० तिथौ अ० वासरान्वितायाम्--मम आत्मनः श्रुतिस्मृतिपुराणोक्तफलप्राप्त्यर्थं मम इह जन्मनि कायिक वाचिक मानसिक सांसर्गिक—चतुर्विध-पापक्षयार्थं त्रिविधतापशमनार्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं प्रातःस्नान-महं करिष्ये —એમ ભણી પાણી મૂકી દેવું, પછી તીર્થપ્રાર્થના કરવી. (तीर्थप्रार्थना)—[2]गंगे च यमुने चैव गोदावरि सरस्वति । नर्मदे सिंधु कावेरि जलेऽस्मिन् संनिधिं कुरु ॥

---

૧ જે માસ પક્ષ તિથિ વગેરે હોય તે કહેવું જેમ-आषाढ मासे शुक्लपक्षे एकादश्यां भौमवासरान्वितायां

૨ ગંગા, યમુના, ગોદાવરી સરસ્વતી, નર્મદા સિંધુ અને કાવેરી ઇત્યાદિ સર્વ નદીઓ જળને વિષે સાન્નિધ્ય થઇ રહો.

આટલા મંત્ર ભણ્યા પછી સર્વાંગે સ્નાન કરવું. પછી પહેરેલું બીજું વસ્ત્ર બદલી માથા ઉપરથી[1] (ઉપલે ભાગે) કાઢી લઈ નીચોવવું. પછી ઉપવસ્ત્ર ખભે નાંખી શિખા બાંધી સંધ્યાને વિષે તત્પર થવું.

---

१ प्रयोगपारिजाते—स्नानं कृत्वार्द्रवस्त्रं तु ऊर्ध्वमुत्तारयेद्द्विजः। आर्द्रवस्त्रमधस्तात्तु न स्नानेन शुद्धयति ॥ १ ॥ वृद्धमनु—निष्पीड्य स्नानवस्त्रं तु पश्चात्संध्यां समाचरेत्। अन्यथा कुरुते यस्तु स्नानं तस्याफलं भवेत् ॥ २ ॥ સ્નાન કરીને દ્વિજે બીજું વસ્ત્ર ઉપરથી કાઢવું, જો નીચેથી કાઢે તો પાછું સ્નાન કરે શુચિ થાય. ૧. સ્નાન કરેલું વસ્ત્ર નીચોવ્યા પછી સંધ્યા કરવી એમ ન કરે તો સ્નાન અફળ થાય (ફરી સ્નાન કરવું પડે) ૨



## ॥ अथ गायत्रीमंत्रः ॥

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् । *

---

* शब्दार्थ—गायन्त त्रायते અર્થાત્ ગાવાવાળાને—જપકરનારને તારે છે તે. પદાર્થ ॐ એ એકાક્ષર બ્રહ્મવાચક ઇશ્વરનું મુખ્ય નામ છે, એને પ્રણવ કહે છે. भू ભૂલોક-પૃથ્વી, भुव ભુવર્લોક—અંતરીક્ષ, સુમેરૂના શિખરથી તે ધ્રુવપર્યંત, स्वः સ્વર્ગલોક-ધ્રુવથી ઉપર, भूर्भुवः स्वः અર્થાત્ ત્રિલોકવ્યાપક, વા—सत्—चित्—आनंद અર્થાત્ સચ્ચિદાનંદ, तत्—તે, सवितु—સવિતાનું, वरेण्यं—શ્રેષ્ઠ, भर्गः—તેજ-જ્ઞાનસ્વરૂપ સર્વ પાપને ભસ્મ કરનાર, देवस्य—દેવનું-પ્રકાશ સ્વરૂપનું, धिमहि—અમે (લોકો) ધ્યાન કરિયે છિયે, धियः—(ધર્મ) બુદ્ધિને-કર્મોને, यः—જે, नः—અમારા (લોકોના)-જપ કરનારના, प्रचोदयात्—પ્રેરણા કરે.

भावार्थ—ॐ भूःभुवःस्वः ॐ तत् सवितुः देवस्य वरेण्यं भर्गः धीमहि यः नः धियः प्रचोदयात्—જે બ્રહ્મસ્વરૂપ (સચ્ચિદાનંદ) ત્રિલોકવ્યાપક સવિતા દેવ-પ્રકાશ સ્વરૂપ-તેનું અતિ ઉત્તમ એવું જે તેજ તેનું અમે ધ્યાન કરીએ છીએ. તે અમારી બુદ્ધિને વા કર્મોને પ્રેરણા કરે અર્થાત્ ધર્મમાર્ગમાં યોજે.

गायत्रीमाहात्म्य-छन्दोगपरिशिष्टे-सर्वेषामेव वेदानां गुह्योपनिषदां तथा । सारभूता तु गायत्रि निर्गता ब्रह्मणो मुखात् ॥ १ ॥ कूर्मपुराणे-गायत्रीं चैव वेदांश्च तुलया समतोलयेत् । वेदा एकत्र सांगास्तु गायत्री

चैकतः स्मृता ॥ २ ॥ સઘળા વેદ અને ગુહ્ય ઉપનિષદનો સારભુત એવી બ્રહ્માના મુખથી નિકળેલી ગાયત્રી છે. ૧ ગાયત્રી અને વેદની તુલા કરી તો એક તરફ અંગસહિત વેદ અને એક તરફ ગાયત્રી સ્થિર થઇ. ૨.

संध्याव्याख्या—नागदेव—अहोरात्रस्य य संधि सूर्यनक्षत्रवर्जितः। सा तु संध्या समाख्याता मुनिभिस्तत्त्वदर्शिभि ॥ સૂર્ય અને નક્ષત્રો નહિ દેખાતાં હોય એવો દિવસ અને રાત્રિની સંધિનો વખત તેને તત્ત્વદર્શી મુનિઓ સંધ્યા કહે છે. આ સંધિઓ વખતે રુડે પ્રકારે પરિબ્રહ્મ સચ્ચિદાનંદનું ધ્યાન કરવું; તેનું નામ સંધ્યોપાસન—સંધ્યા.

संध्यास्तुतिः-विश्वामित्रकल्पे-विप्रो वृक्षस्तस्य मूलं च संध्या वेदः शाखा धर्मकर्माभिपत्रं। तस्मान्मूलं यत्नतो रक्षणीयं छिन्ने मूले नैव शाखा न पत्रं ॥ १ ॥ २—ॐकारप्रौढमूलः क्रमपदसहितश्छन्दविस्तीर्णशाखो ऋक्पत्रः सामपुष्पो यजुरधिकफलोऽथर्वगन्धं दधानः। यज्ञच्छायासमेतो द्विजमधुपगणैः सेव्यमानः प्रभाते मध्ये साय त्रिकालं सुचरितचरितः पातु वो वेदवृक्षः ॥ બ્રાહ્મણ એ એક વૃક્ષ, તેનું મૂળ સંધ્યા; શાખાઓ વેદ અને ધર્મ કર્મ ઇત્યાદિ પત્ર; માટે મૂળ જે સંધ્યા તેનું યત્ને કરીને રક્ષણ કરવું; જો મૂળ છેદાયું તો પછી શાખા પણ નહિ અને પત્ર પણ નહિ. ૧ ૐકાર છે પ્રૌઢ મુળ જેનું, ક્રમપદ સહિત છંદ છે ફેલાયલી શાખાઓ જેની; ઋગ્વેદ એ પત્ર, સામવેદ એ પુષ્પ, યજુર્વેદ એ ફળ અને અથર્વવેદ એ સુગંધ દાયક છે જેનાં, યજ્ઞ છે છાયા જેની, અને દ્વિજરૂપી ભ્રમરનો સમૂહ એણે પ્રાતઃ મધ્યાન્હ અને સાયં એ ત્રણે કાળને વિષે સારા આચરણે કરીને સેવેલું છે જેને એવું જે વેદવૃક્ષ તે અમારું રક્ષણ કરો.

સંધ્યાનો વખત—उत्तमा तारकोपेता मध्यमा लुप्ततारका । अधमा सूर्यसहिता प्रातःसंध्या त्रिधा मता ॥ १ ॥ उत्तमा सूर्यसहिता मध्यमा लुप्तभास्करा । अधमा तारकोपेता सायंसंध्या त्रिधा मता ॥ २ ॥પ્રાતઃકાળે તારા દેખાતા હોય ત્યારે સંધ્યા આરંભવી એ ઉત્તમ, તારા લોપ થયા પછીની મધ્યમ અને સૂર્ય દેખાયા પછીની કનિષ્ઠ—એવી ત્રણ પ્રકારની પ્રાતઃસંધ્યા. १ (તેમજ) સાયંકાળે સૂર્ય દેખાતા છતાં આરંભવી એ ઉત્તમ, સૂર્યાસ્ત પછીની મધ્યમ અને તારા દેખાયા પછીની કનિષ્ઠ એવી ત્રણ પ્રકારની સાયંસંધ્યા. ૨. મધ્યાન્હ સંધ્યાને માટે દોઢ પહોર દહાડો ચડે ત્યાર પછીનો વખત ગણાય- स्वकाले सेविता नित्यं सन्ध्या कामदुघा भवेत । अकाले सेविता सा च संध्या वन्ध्या वधूरिव ॥ પોતાના યોગ્ય કાળને વિષે જો સંધ્યાનું સેવન થાય તો તે કામદુધા જેવી ઇચ્છિત પદાર્થને આપવાવાળી છે, પણ કાળ ઉલ્લંઘન થયા પછી સેવન કરેલી સંધ્યા વાઝણી સ્ત્રી જેવી છે (કાંઈ ફળને આપતી નથી) માટે—(वसिष्ठः)—कालातिक्रमणे चत्र त्रिसन्ध्यमपि सर्वदा । चतुर्थो च प्रकुर्वीत भानोरर्घ्यं निर्वृतम् ॥ १ ॥ યોગ્ય કાળનું ઉલ્લંધન થાય તો પ્રાશ્ચિત્તાર્થે એક અર્ધ્ય વધારે આપવો.

संध्यामुपासते ये ते निष्पापा ब्रह्मलोकगाः ॥ अन्यकर्मफलं नास्ति त संध्या हीनेषु चिन्वतः ॥ १ ॥ सन्ध्या येन न विज्ञाता संध्या नैवाप्युपासिता । जीवमानो भवेच्छूद्रो मृतः श्वा जायते ध्रुवम् ॥ २ ॥ જે સંધ્યાનું ઉપાસન કરે તે નિષ્પાપ થઈને બ્રહ્મલોક પામે છે અને જે સંધ્યા નથી કરતો તે અપવિત્ર થઇ તેને અન્ય કર્મનું ફળ મળતું નથી. १ જેણે સંધ્યાને જાણી નહિ અને જેણે સંધ્યાનું ઉપાસન ન કીધું તે જીવતાં શૂદ્ર જેવો થઇ જાય છે અને મુવા પછી નિશ્ચય કૂતરાનો અવતાર પામે છે. (માટે બ્રહ્મત્વ જાળવવાને સંધ્યાની મુખ્ય આવશ્યકતા છે. નદી ઇત્યાદિ તીર્થ હોય તો તીર્થ ઉપર સંધ્યા કરવી એ શ્રેષ્ઠ છે).

## ॥ त्रिकालसंध्याप्रयोगः ॥

**अथ प्रातःसंध्यारंभः**—સ્નાન કર્યા પછી ધોએલું વસ્ત્ર પહેરી, શુદ્ધ ઉપવસ્ત્ર[1] ડાબે ખભે નાખી, શીખા[2] કાછડી[3] બાંધ, સંધ્યાનાં પાત્ર[4] સાહિત્ય લઈ,

---

[1] **विष्णुपुराणे**—होमदेवार्चनाद्यासु क्रियासु पठने तथा । नैकवस्त्रः प्रवर्तेत द्विजो नाचमने जपे ॥ હોમ, દેવપૂજા આદિ ધર્મક્રિયા; પઠન, આચમન; જપ ઈત્યાદિ કર્મને વિષે દ્વિજે એક વસ્ત્ર રહેવું નહિ. (ઉપવસ્ત્ર રાખવું).

[2] स्नाने दाने जपे होमे संध्यायां देवतार्चने । शिखाग्रन्थि विना कर्म न कुर्याद्व कदाचन ॥ १ ॥ आसने शयने सङ्गे भोजने दंतधावने । शिखामुक्तिं सदा कुर्यादित्येतन्मनुरब्रवीत् ॥ २ ॥ સ્નાન, દાન, જપ, હોમ, સંધ્યા, દેવપૂજા, ઇત્યાદિ કર્મ શિખા બાંધ્યા વગર કદી ન કરવાં ॥ ૧ ॥ બેસવું. સુવું, સંગ, ભોજન, દાતણ એટલે પ્રસંગે હંમેશાં શિખા છોડી નાંખવી. એવું મનુએ કહેલું છે. ॥ ૨ ॥

[3] मुक्तकच्छस्तु यो विप्रो धरण्यां पादतश्चरेत् । पदे पदे सुरापानं प्रायश्चित्तं न विद्यते ॥ જે વિપ્ર છુટી કાછડીએ પૃથ્વીપર ડગલાં ભરે. તેને ડગલે ડગલે સુરાપાનનું પાપ લાગે, જે ટાળવાને પ્રાયશ્ચિત નથી.

[4] **मरीचिः**—गोकर्णाकृतिवत्पात्रं ताम्रं रौप्यं च हाटकम् । जलं तत्र विनिक्षिप्य संध्योपासनमाचरेत् ॥ १ ॥ कांस्येनायसपात्रेण त्रपुसीसकपित्तलैः आचान्तः शत कृत्वोऽपि न कदाचन शुद्ध्यति ॥ २ ॥—ગાયના કાનના જેવી આકૃતિના ત્રાંબું, રૂપું, કે સુનાના પાત્રમાં પાણી લઈ સંધ્યોપાસન કરવું. ૧ કાંસું, લોઢું, કલઈ, સીસું, અને પિત્તળના પાત્રવડે આચમન કરવાથી કદી શુદ્ધ થાય નહિ. ૨.

ઈશાન્ય વા પૂર્વાભિમુખે સંધ્યાયોગ્ય આસન [1]ઉપર બેસવું પછી

[2]भस्मधारणम्—ડાબા હાથમાં ભસ્મ લઇ માંહે પાણી

---

[1]व्यास—कौशेयं कम्बलं चैव अजिनं पट्टमेव च। दारुजं तालपत्रं वा आसनं परिकल्पयेत्॥ હિરનું, કમ્મળ—ઊનનું લુગડું. મૃગનું ચામડું, પટ્ટ—લુગડું, લાકડું તાલપત્ર એટલી વસ્તુ આસનમાં કલ્પેલી છે. ચિત્ર-કમ્મળ—પચરંગી આસન સર્વથી શ્રેષ્ઠ કહેલું છે. લાકડાંનો પાટલો છિદ્રવાળો કે કાંસુ. લોઢું, કલઇ, સીસું અને પિત્તળ એ ધાતુથી જડિત વાપરવો અશુદ્ધ છે.

[2]प्रातः ससलिलं भस्म मध्याह्ने गंधमिश्रितम्। सायाह्ने निर्जलं भस्म एवं भस्म विलेपयेत्॥ १॥ श्राद्धे यज्ञे जपे होमे वैश्वदेवे सुरार्चने। धृतत्रिपुंड्रः पूतात्मा मृत्युं जयति मानवः॥ २॥ स्नानं दानं जपो होमः संध्यास्वाध्याय कर्मसु। ऊर्ध्वपुंड्रविहीनश्चेत्सर्वं निष्फलं भवेत्॥ ३॥—પ્રાત:કાલે ભીની; મધ્યાહ્નને ગંધમિશ્રિત સાયાહ્નને કોરી એ પ્રમાણે ભસ્મ કરવી. ૧ શ્રાદ્ધ, યજ્ઞ, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપુજા ઇત્યાદિ કાર્યને વિષે ત્રિપુંડ્ર ધારણ કરવાથી નિષ્પાપ થઇ માણસ મૃત્યુને જીતે છે. ૨ સ્નાન, દાન, જપ, હોમ. સંધ્યા, સ્વાધ્યાય ઇત્યાદિ કર્મમાં ઉર્ધ્વપુંડ્ર ધારણ કર્યા વિના સઘળું નિષ્ફળ થાય છે. ૩

હું મનવડે પૃથ્વિ આપ, તેજ વાયુ અને આકાશાદિ પંચ-ભૂતાત્મક ભસ્મને એ પ્રમાણે સમજીને ધારણ કરું છું અને એ ભસ્મ ધારણવડે હું અસંગ આત્મરૂપ શિવરૂપ થાઉં.

મેલી ॐ अग्निरिति भस्म। वायुरिति भस्म। जलमिति भस्म। स्थलमिति भस्म। व्योमेति भस्म। सर्वं ह वा इदं भस्म। मन एतानि चक्षूँषि भस्मानि ॥ આ મંત્રવડે મિશ્રિત કરી ઉપર જમણો હાથ ઢાંકી; પછી ॐ [१] त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्द्धनम्। उर्व्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय-

---

१—ॐ त्र्यंबकं मिति वसिष्ट ऋषि आर्षीत्रिष्टुप् छंदः रूद्रो देवता भस्म परिग्रहणे विनियोगः ॥ त्र्यंबकं-

અર્થ—દિવ્ય ગંધવડે યુકત ધર્મ અધર્મ હિન ઉભય લોકને ફળના આપનાર તથા ધન ધાન્યાદિવડે પુષ્ટિ વધારવાવાળા ત્રિનેત્ર-યુકત શિવ, શંકરનું, પુજન કરીએ છીએ. તેમજ હે રૂદ્ર, મૃત્યુ અમૃત્યુ વા સંસારના મૃત્યુના ભયથી મુકત કરી જે પ્રકારે આપના બંધનવડે જેમ વૃક્ષ પરથી પકવ ફળ પોતાની મેળે પૃથ્વી ઉપર પડે છે તેમજ હે શંકર આપની કૃપાવડે હમારા જન્મ મરણરૂપિ બંધનથી ચિરકાળ પર્યન્ત અને સ્વર્ગ લોકની મુકિતમાંથી અમોને મુકત કરો.

मामृतात् ॥ ॐ [1]प्रसद्यभस्मना योनिमपश्च पृथिवीमग्ने । सᳫं सृज्य मातृभिष्ट्वं ज्योतिष्मान्पुनरा सदः ॥ આ મંત્ર ભણી અભિમંત્રણ કરવું; પછી [2] ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषुत्र्यायुषं तन्नोऽअस्तु त्र्यायुषम् ॥

---

१—ॐ प्रसद्यभस्मेत्यस्य विरूपाक्ष ऋषिः अनुष्टुप् छंद अग्निर्देवता भस्मग्रहणे विनियोगः ॐ प्रसद्य भस्मना०

અર્થ—હે અગ્ને ૧ તમો ભસ્મદ્વારા કારણભુત પૃથ્વિ અગર જળને પ્રાપ્ત થઇ માતારૂપ જળ સાથે એકત્ર થઇ તેજયુકત થઇ આપના ઉત્પતિના સ્થાન કારણભુત પૃથ્વિદેવી અથવા જળદેવની સાથે મિશ્રિત થઇ ઉત્તમ જ્યોતિમાં સ્થિત થાઓ.

२—ॐ त्र्यायुषं मित्यस्य नारायण ऋषिः ऊष्णिक् छंदः रूद्रोदेवता भस्म धारणे विनियोगः॥ ॐ त्र्यायुषं०

અર્થ—હે રૂદ્ર ? જમદગ્નિ ઋષિની બાલ્ય યૌવન વૃદ્ધાવસ્થાથી તથા કશ્યપ તથા પ્રજાપતિની માફક ત્રણ અવસ્થા છે, તેમજ દેવગણની અવસ્થાનું ચારિત્ર્ય છે. તે પ્રમાણે આયુષ્ય હમોને પ્રાપ્ત થાઓ અર્થાત્ પૂર્વોક્ત મહાત્માઓની વિભુતિ માફક હમો ચારિત્ર્યવાન થઇએ.

આ મંત્રવડે લલાટાદિ અંગે ભસ્મ ધારણ કરવી, તેની વિધિ પોતાના જમણા હાથની મધ્યમા અને અનામિકા એટલે વચમાંની બે આંગળીઓ અને અંગુઠાવડે બેઉ ભવાંની વચ્ચેથી લઈ છેડા સુધી ત્રિપુંડ્ર કરવું. પછી હૃદય, નાભી, કંઠ, બેઉ બાહુની સધિ, પૃષ્ટદેશ (પુઠે) ને માથે એટલે ઠેકાણે કરવી. (ઇતર મતે અંગુઠો અને છેલ્લી આંગળી વર્જી વચલાં ત્રણ આંગળાંવડે કરવાનું પણ કહે છે.)

शिखाबन्धनम्—ગાયત્રીમંત્ર ભણી નૈઋત્ય ભાગે અંગુષ્ટમાત્ર શિખા બાંધવી; પછી શિખાએ જમણો હાથ અરકાડી રાખી

[1](चिद्रूपिणि महामाये दिव्यतेजःसमन्विते। तिष्ठ देवि शिखाबन्धे तेजोवृद्धिं कुरुष्व मे ॥) [2]ॐ मानस्तोके तनये मानऽ

१—ॐ चिद्रुपिणि०

હે દિવ્ય તેજવાળી ચિત્રૂપિ મહામાયા આ મારી શિખાને વિષે સ્થિત થાઓ, અને બ્રહ્મરૂપિ તેજની વૃધ્ધિ કરો.

२—मानस्तोकेत्यस्य कुत्सऋषिः जगती छंदः रुद्रो देवता शिखा बंधने विनियोगः मानस्तो०

અર્થ—હે રૂદ્ર ? હમારા પુત્ર પૌત્રને તાડન ન કરો. અને હમારા આયુષ્યને નષ્ટ ન કરો. હમારા ગાય, અશ્વોને તાડન ન કરો

आयुषे मानो गोषु मानोऽ अश्वेषुरीरिषः । मानोवीरान्रुद्र-भामिनो वधीर्हविष्मन्तः सदमित्वाहवामहे ॥ આ મંત્ર ભણી જવો.

कंठे रुद्राक्षमालाधारणम्[२]—[१]ॐ त्र्यंबकं यजामहे सुगंन्धिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बंधनान्मृत्योर्मुक्षीय मामृतात् ।

આ મંત્રવડે માલા ધારણ કરવી.

---

અથવા ક્રોધયુક્ત પુરૂષોને તાડન કરો. હમો યજ્ઞપુરૂષ નિમિતાર્થે આપનું આવાહન કરી આપના શરણની ઈચ્છા કરીએ છીએ.

१ विभूतिर्यस्य नो भाले नांगे रुद्राक्षधारणम् । नहि वाण्यां शिवोच्चारस्तं त्यजेदन्त्यज यथा ॥ १ ॥ જેને કપાળે વિભૂતિ નથી, જેને અંગે રૂદ્રાક્ષમાલા નથી અને જેની વાણીમાં શિવોચ્ચાર નથી એવા (દ્વિજ) નો અન્ત્યજની પેઠે ત્યાગ કરવો.

२—ॐ त्र्यंबक मित्यस्य वसिष्ठ ऋषिः त्रिष्टुप् छंदः रुद्रोदेवता रुद्राक्षधारणेविनियोगः ॥ ॐ त्र्यंबकं यजामहे.

અર્થ—હે રૂદ્ર, આપ જેમ સુગંધ ઉત્પન્ન કરવાવાળા સંપૂર્ણ ગુણ સંપન્ન સુંદર પતિની પ્રાપ્તિને અર્થે દિવ્ય યશવાળા તથા સંપૂર્ણ ધર્મ અધર્મને જાણવાવાળા ત્ર્યંબકદેવ (શિવ)નું પુજન અથવા સંધ્યા વંદનાદિના અધિકાર અર્થે રૂદ્રાક્ષને ધારણ કરેલું

आचमनम्—ॐ भूः स्वाहा ॐ भुवः स्वाहा । ॐ स्वः स्वाहा । આ ત્રણ મંત્રવડે ત્રણ આચમન કરવાં. તેનો વિધિ–જમણા હાથમાં એક માષમાત્ર પાણીની અંજલી લઈ અંગુઠો અને કનિષ્ઠિકા વર્જી ગાયના કાન જેવી આકૃતિ કરી ડાબો હાથ અરકાડી રાખી અંગુઠાના મૂળ આગળથી આચમંન લેવું. એને સ્માર્ત આચમન કહે છે. આચમન ભૂલોક તથા ભુવન લોક તથા સ્વર્ગ લોક કલ્પિતને પામો.

प्राणायामः—[2]જલની અંજલી લઈ प्रणवपूर्वक द्वादशाक्षरी महामंत्रस्य परब्रह्म ऋषिः । परमात्मा देवता । दैवी गायत्री छंदः।

---

२ योगीयाज्ञवल्क्यः-सव्याहृतं सप्रणवां गायत्रीं शिरसा सह । त्रिःपठे-दायतप्राणः स उच्यते ॥ १ ॥—द्वौ द्वौ प्रातस्तु मध्यान्हे त्रायः संध्या-सुरार्चने । भोजनादौ भोजनान्ते प्राणायामास्तु षोडशः ॥ २ ॥—प्राणाया-मैर्विना यद्यत्कृतं कर्म निरर्थकम् । अतो यत्नेन कर्तव्यः प्राणायामः शुभार्थिना ॥ ३ ॥ સાત વ્યાહૃતિ, પ્રણવ, ગાયત્રી અને શિર એનો પ્રાણ રોકીને ત્રણવાર ઉચ્ચાર કરવો, એનું નામ પ્રાણાયામ. ૧ પ્રાત: અને મધ્યાન્હ કર્મમાં બે બે સંધ્યાકાળે દેવપૂજામાં, ભોજન પહેલાં અને ભોજન પછી ત્રણ ત્રણ, એ પ્રમાણે સોળ પ્રાણાયામ કહ્યા છે. ૨ પ્રાણાયામ વિના જે જે કર્મ કરે તે નિરર્થક છે, માટે શુભાર્થીએ યત્ને કરીને પ્રાણાયમ કરવા. ૩

सप्तानां व्याहृतीनां विश्वामित्रजमदग्निभरद्वाजगोतमात्रिवसिष्ठ-कश्यपा ऋषयः। अग्निवायुसूर्यबृहस्पतिवरुणेंद्रविश्वेदेवा देवताः। गायत्र्युष्णिगनुष्टुप्बृहतिपंक्तित्रिष्टुब्जगत्यश्छंदांसि। तत्सवितु-रित्यस्य विश्वामित्र ऋषिः। सविता देवता। गायत्रीछंदः। तथा च आपोज्योतिरित्यस्य प्रजापतिर्ऋषिः। ब्रह्माग्निवायु-सूर्या देवताः। यजुश्छन्दः। प्राणायामे विनियोगः॥ એમ કહી પાણી મૂકી દેવું—પછી ॐ नमो भगवते वासुदेवाय એ મંત્ર ભણી પાણીથી પ્રદક્ષિણા કરી પછી બધી આંગળીઓ [1]વા કનિષ્ઠિકા અને અનામિકા એ બે આંગળી વડે ડાબું નસ્કોરું બીડી જમણા નસ્કોરાવડે વાયુ ખેંચતાં (પૂરક કરવો)—ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ तपः ॐ जनः ॐ सत्यं॥ ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्॥ ॐ आपो ज्योती रसोमृतं ब्रह्मभूर्भुवः स्वरोम्। આટલો મંત્ર ભણી તરત અંગુઠાવડે જમણું નસ્કોરું બંધ કરી દેવું (કુંભક કરવો). પછી પાછો

---

१ कात्यायन—दक्षिणे रेचयेद्वायु वामेन पूरितोदरम्। कुंभकेन जपं कुर्यात्प्राणायामो भवेदिति॥ प्र० पा०—पंचांगुलीभिर्नासाग्रं पीडयेत्प्रणवेन वै। मुद्रेयं सर्वपापघ्नी वानप्रस्थगृहस्थयोः॥ कनिष्ठानामिकांगुष्ठैर्यतेश्च ब्रह्म-चारिणः। આ ઉપરથી ગૃહસ્થે આ મતે પ્રાણાયામ કરવા.

ઉપરનો મંત્ર એકવાર ભણી જવો, પછી ડાબુ નસ્કોરું ખુલ્લું કરી પાછો ઉપરનો મંત્ર એકવાર ભણતાં સુખીમાં વાયુ કાઢી નાંખવો (રેચક કરવો). (ઇતરમતે પાંચ આંગળીઓ વડે નસ્કોરાં બંધ કરી ત્રણવાર ઉપરનો મંત્ર ભણી જવો).

[1]જલની અંજલી લઈ अपवित्रः पवित्रो वेत्यस्य वामदेव ऋषिः मुखे विष्र्देवता । गायत्री छन्द; । हृदि पवित्रकरणे विनि-योगः । એમ કહી પાણી મૂકી દેવું. પછી अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा । यः स्मरेत्पुण्डरीकाक्षं स बाह्या-भ्यन्तरः शुचिः ॥ ॐ पुंडरीकाक्षाय नमः આ મંત્ર ભણી હૃદયે પાણી છાંટવું.

संकल्पः— જમણા હાથમાં વા આચમનીમાં પાણી લઈ अद्येत्यादि महामांगल्यप्रदमासोत्तमे मासे अ० मासे अ० पक्षे अ० तिथौ अ० वासरान्वितायां शुभपुण्यतिथौ ममोपात्तदुरितक्षयद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं ब्रह्मावाप्तये प्रातःसंध्यो-पासनमहं करिष्ये ॥ એમ કહી પાણી મૂકી દેવું.

---

૧ અર્થ–અપવિત્ર અથવા પવિત્ર ગમે તે (અજ્ઞાત અશુદ્ધિવાળી) અવસ્થામાં રહ્યા હોય તો પણ જે મનુષ્ય ભગવાનનું સ્મરણ કરે તે મનુષ્યની બાહ્ય અને અંતર શુદ્ધિ થાય છે, તાત્પર્ય કે તેના સ્થુળ કિંવા સૂક્ષ્મ શરીરમાં અશુદ્ધિ હોય તે નાશ પામે છે.

[1]भूमार्थना—જલની અંજલી લઇ पृथिवीत्यस्यमेरुपृष्ठ ऋषिः कूर्मो देवता । सुतलं छंदः । आसने विनियोगः । એમ કહી પાણી મુકી દેવું. પછી (ભૂમિએ બેઉ હાથ અરકાડી રાખી) पृथिवि त्वया धृता लोका देवि त्वं विष्णुनाधृता ॥ त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥ એ મંત્ર ભણી આસન ઉપર પાણી છાંટવું.

[2]भैरवनमस्कारः—બેઉ હાથ જોડી तीक्ष्णदंष्ट्र महाकाय कल्पान्तदहनोपम । भैरवाय नमस्तुभ्यमनुज्ञां दातुमर्हसि ॥ આ મંત્ર ભણી ભૈરવને નમસ્કાર કરવા.

व्याहृतिपूर्वकं गायत्रीषडंगन्यासः—જળની અંજલી લઇ ॐकारस्य ब्रह्मा ऋषिः । अग्निर्देवता । गायत्री छंदः । प्रथमस्वरो बीजं । पंचमः स्वरः शक्तिः । शिवं कीलकं विष्णु-

---

૧ અર્થ—હે પૃથ્વી! તેં જગતમાં (સ્થાવર જંગમાત્મક પદાર્થોને) ધારણ કરેલ છે. હે દેવિ! આપ વિષ્ણુ વડે તેમજ સૂર્ય વડે ધારણ કરાયલાં છો, માટે હે દેવિ! મને ધારણ કરી મારા આસનને પવિત્ર કરો.

૨—અર્થ તિક્ષ્ણ તથા તિણા છે દાંત જેના અને કલ્પના અગ્નિની અન્તે ઉત્પન્ન થનારા અગ્નિની ઉપમાને લાયક જેનું સ્થુલ શરીરછે, અને આપ આજ્ઞા કરવાને યોગ્ય છો માટે આપને હું નમસ્કાર કરૂંછું.

द्धर्ण । न्यासे विनियोगः ॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી ( ॐ अंगुष्ठाग्रे तु गोविंदं । ॐ तर्जन्यां तु महीधरम् । ॐ मध्यमायां हृषीकेशम् । ॐ अनामिकायां त्रिविक्रमम् । ॐ कनिष्ठिक्यां न्यसेद्विष्णुम् । ॐ करमध्ये तु माधवम् । ॐ करपृष्ठे हरिंविद्यान्मणिबंधे जनार्दनम् ॥ )

ॐ भूः अंगुष्ठाभ्यां नमः ( બેઉ હાથના અંગુઠાને ), ॐ भुवः तर्जनीभ्यां नमः । ( બેઉ હાથની તર્જનીને ), ॐ स्वः मध्यमाभ्यां नमः । ( બેઉ હાથની મધ્યમાને ), ॐ तत्सवितुर्वरेण्यं अनामिकाभ्यां नमः । ( બેઉ હાથની અનામિકાને ), ॐ भर्गोदेवस्यधीमहि कनिष्ठिकाभ्यां नमः । ( બેઉ હાથની કનિષ્ઠિકાને ), ॐ धियोयोनः प्रचोदयात् करतलकरपृष्ठाभ्यां नमः । ( બેઉ હાથની હથેલી અને પુઠનો સ્પર્શ કરવો ), ॐ भूः हृदयाय नमः । (છાતીએ) ॐ भुवः शिरसे स्वाहा । ( માથે ), ॐ स्वः शिखायै वषट् । ( શિખાએ ) ॐ तत्सवितुर्वरेण्यं कवचाय हुम् । ( બેઉ કવચે-બાહુંએ ), ॐ भर्गोदेवस्यधीमहि नेत्रत्रयाय वौषट् । (આંખે) સ્પર્શ કરવો ( જમણે હાથે ) અને ॐ धियोयोनः प्रचोदयात् अस्त्राय फट् ॥ ( એમ કહી જમણા

હાથ માથા પાછળ ફેરવી પહેલી બે આંગળી ડાબા હાથની હથેલીમાં ઠોકવી ).

[1] आवाहनम्—બે હાથ જોડી રાખી गायत्रीं त्र्यक्षरां बालां साक्षसूत्राकमंडलूम् । रक्तवस्त्रां चतुर्वक्त्रां हंसवाहनसंस्थिताम् ॥ ऋग्वेदकृतोत्संगां सर्वदेवनमस्कृताम् । ब्रह्माणीं ब्रह्मदेवत्यां ब्रह्मलोकनिवासिनीम् ॥ वरदां त्र्यक्षरां साक्षादेवीमावाहयाम्यहम् । आवाहयाम्यहं देवीमायान्तीं सूर्यमंडलात् । आगच्छ वरदे देवी त्र्यक्षरे ब्रह्मवादिनि ॥ गायत्रि छंदसां मातर्ब्रह्मयोनि नमोस्तु ते ॥ આ મંત્રવડે સંધ્યાનું આવાહન કરવું (બોલાવવા). પછી ૐ नमो भगवते वासुदेवाय । આ મંત્ર ભણી પાણીથી આત્મપ્રદક્ષિણા કરવી

---

1 અર્થ-હે ગાયત્રી (ત્ર્યક્ષરાં) ત્રણ અક્ષર યુક્ત બાલ્યાવસ્થા છે જેની, રૂદ્રાક્ષ તથા ઉપનયન ધારણ કરેલાછે જેણે અને હસ્તમા કમંડળ ધારણ કરેલુંછે, રક્ત વસ્ત્રને ધારણ કરવાવાળાં ચાર મુખવાળા હંસ છે વાહન જેનું. એવા (બ્રહ્માણી) બ્રહ્મ શક્તિ ધારણ કરેલીછે જેણે એવા બ્રહ્મ લોકમાં વાસ કરનારા અને સૂર્ય લોકમાંથી પધારનાર હે દેવી! હું આપનું આવાહન કરૂંછું. હે વરને આપનાર દેવિ! હે ત્ર્યક્ષરે! હે બ્રહ્મવાદિની! હે ગાયત્રી! હે વેદની માતા! હે બ્રહ્મ યોની આપને નમસ્કાર કરૂંછું.

( પોતાના માથાની ચારેમેરે હાથમાં પાણી લઈ ફેરવી તે પાણી પૃથ્વીપર નાંખી દેવું.)

[1]**अंबुप्राशनम्**—જલની અંજલી લઈ सूर्यश्चमेत्यस्य नारायण ऋषिः । सूर्यो देवता । अनुष्टुप् छंदः । अंबुप्राशने विनियोगः ॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી જલની અંજલી લઈ ॐ सूर्यश्चमा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम् । यद्रात्र्या पापमकार्षम् । मनसा वाचा हस्ताभ्याम् । पद्भ्यामुदरेण शिश्ना । रात्रिस्तदवलुंपतु । यत्किंचिद्दुरितं मयि । इदमहं माममृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥ આ મંત્ર ભણી જલપ્રાશન કરવું (પી જવું).

**ततो द्विराचमनम्**—પછી પાછું ॐ भूः स्वाहा । ॐ भुवः स्वाहा । ॐ स्वः स्वाहा । એ ત્રણ મંત્રવડે ત્રણ આચમન કરી ॐ गोविंदाय नमः । એમ કહી હાથ ધોઈ નાંખવો.

---

૧ અર્થ—હે સૂર્ય તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ (ઇંદ્રાદિક દેવો) મનુષ્ય કૃત પ્રાયશ્ચિતથી મારાથી રક્ષા કરો. મારાં રાત્રીને વિષે મન, વાણી, હાથ પગ, ઉદર તથા શિશ્ન વડે જે પ્રાયશ્ચિત થયું હોય વળી મારામાં અન્ય પ્રાયશ્ચિત હોય તે આપ દૂર કરો, અને લિંગ શરીર જન્મ મરણાદિથી રહિત જગતના કારણભુત સુર્યો પાપક સ્વયં પ્રકાશમાં હોમું છું.

मार्जनम्—જલની અંજલી લઈ आपो हिष्ठेति तिसृणा सिंधुद्विप ऋषिः। आपो देवता गायत्री छंदः। मार्जने विनियोगः ॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી ડાબા હાથમાં જલ લઈ [1]ॐ आपो हिष्ठामयो भुवः। ( માથે ) ॐ तानऽ ऊर्जंदधातनः। (ભૂમિએ), ॐ महेरणायचक्षसे। (આકાશે), ॐ योवः शिवत-

---

[1] विश्वामित्रकल्पे–प्रथम अयमाकाशे ववरत्रयं मस्तके। नकाराणा त्रयं भूमौ नान्यथा पावितं भवेत्॥ સ, સ, થ–છેડે આવે ત્યાં આકાશે, વ, વ, ર–છેડે આવે ત્યાં મસ્તક નકાર છેડે આવે ત્યાં ભુમિએ–(માથે, ભુમિએ આકાશે, આકાશે, ભુમિએ, માથે: માથે, આકાશે, ભુમિએ). એમ आपो हिष्टा० એ ઋચાથી નવ વાર પાણી છાંટવું (માર્જન કરવું), એમ ન કરે તો પવિત્ર ન થાય, માટે એ માર્જન શ્રેષ્ઠ છે.

[2] અર્થ—હે વરૂણ દેવતા ! સર્વ પ્રાણીમાત્રને સુખના અર્પણ કરનાર થાઓ. અને જય વડે સર્વ અન્નાદિ પદાર્થોને ઉત્પન્ન કરો. અને તેના વડે હમારા શરીરને પોષણ મળો (૧) હે વરૂણ દેવતા ! જે તમારો અત્યન્ત કલ્યાણકારી જે રસ છે તે રસ હમને જેમ પુત્રનું ભલું ઇચ્છનાર માતાની માફક અર્થાત્ જેમ માતા પુત્રના કલ્યાણને ઇચ્છતી તેઓનું દુગ્ધાદિ રસોથી પોષણ કરેછે તેમ હે વરૂણ દેવતા! હમારૂં પોષણ કરો. (૨) હે વરૂણ દેવતા ! આપ જે અન્નના નિવાસ માટે ઔષધિઓને તૃપ્ત કરોછો તે ઔષધી યુક્ત જળ હમારા શરીરાદિને પોષણ અર્પિ અને પુત્ર પૌત્રાદિકને ઉત્પન્ન કરવા સામર્થ્ય અર્પણ કરો.

भोरसः । (આકાશે), ॐ तस्यंभाजयतेहनः । (ભૂમિએ), ॐ उशतीरिव मातरः । (માથે), ॐ तस्माऽअरंगमामवः ! (માથે) ॐ यस्यक्षायायजिन्वथ । (આકાશે), ॐ आपोजनयथाचनः । (ભૂમિએ), બાકી રહેલું પાણી ભુમિ ઉપર નાંખી દેવું. [१]

अघमर्षणम्—જલની અંજલી લઈ—द्रुपदादिवेत्यस्य कोकिलराजपुत्र ऋषिः । आपो देवता । अनुष्टुप् छंदः । अघमर्षणे विनियोगः। એમ કહી પાણી મૂકવું. પછી ડાબા હાથમાં પાણી લઇ જમણે હાથ ઢાંકી આ મંત્ર બોલવો. ॐ द्रुपदादिव मुमुचानः । स्विन्नः स्नातो मलादिव । पूतं पवित्रेणेवाज्यमापः । शुन्धन्तु मैनसः ॥

---

१ अर्धर्चया क्षिपेदूर्ध्वमर्धर्चया क्षिपेदधः । अधोभागे विसृष्टाभिरसुरा यान्ति संक्षयम् ॥ અરધી ઋચાએ ઉંચે ને અરધીએ નીચે, પાણી છાંટવાથી વિઘ્નકર્તા અસુરનો નાશ થાય છે.

૨ હે વરૂણ દેવતા ! પાદુકાથી છુટો થયેલો મેલ જેમ પાદુકા વડે નાશ પામે છે અર્થાત્ શરીરમાંથી નિકળતો પરસ્વેદ જેમ સ્નાન કરવાથી નાશ પામે છે અથવા ઉણો વસ્ત્ર વડે ગાળેલાં ઘૃતાદિની શુદ્ધિ થાય છે તેમ વરૂણ દેવતા ! હમોને પ્રાયશ્ચિતથી મુકત કરો.

[1]अर्घ्यदानम्—જલની અંજલી લઈ ॐ भूर्भुवः स्वरिति महाव्याहृतीनां परमेष्ठी प्रजापतिर्ऋषिः । अग्निवायुसूर्या देवताः । गायत्र्युष्णिगनुष्टुभश्छंदांसि । ॐ तत्सवितुरित्यस्य विश्वामित्रऋषिः । सविता देवता । गायत्री छंदः । अर्घ्यदाने विनियोगः ॥—એમ કહી પાણી મૂકી દેવું. પછી પોસમાં અંગુઠા અને તર્જની અડકે નહિ એવી રીતે વા અર્ઘ્યપાત્રમાં પાણી લઈ માંહે ગંધાક્ષત પુષ્પ નાંખી (પદ્માસને વા ઉભા થઈ) સૂર્યાભિમુખે ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि । धियोयोनः प्रचोदयात् ॥ ब्रह्मस्वरूपिणे *श्री सूर्यनारायणायनमः इदमर्घ्यं दत्तं न मम ॥ આ પ્રમાણે ભણી ત્રણ વાર અર્ઘ્ય આપવા. પછી તેમાં રહેલાં પાણી વડે

---

[1]आकृष्णे तस्य हिरण्यस्तुप् ऋषिः त्रिष्टुप् छंदः सविता देवता सूर्य अर्घ्य प्रदाने विनियोग. ॥ ॐ आकृष्णे.

* —અર્થ હે પ્રાણી માત્રોના પ્રેરક સવિતા ! દેવતા આપ સુવર્ણમય રથારૂઢ થઈ કૃષ્ણ રૂપ ધારણ કર્યું છે એવા અંતરિક્ષ (આકાશમાર્ગે) પરિક્રમણ કરી સર્વ દેવ મનુષ્યાદિનું દિગદર્શન કરતા આપ સર્વ ભુવન માત્રનું પરિક્રમણ કરો છો.

જમણું નસ્કોરૂં, આંખ અને કાનને સ્પર્શ કરવો. ( कालातिक्रमे ) ખરો સંધ્યાનો વખત ચૂકી જવાય તો પ્રાયશ્ચિત્તાર્થે—ॐ आकृष्णेन रजसा वर्त्तमानो निवेशयन्नमृतं मर्त्यं च । हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन् ॥ ब्रह्मस्वरूपिणे श्री सूर्यनारायणाय नमः इदमर्घ्यं दत्तं न मम—આ મંત્રવડે ચોથો અર્ઘ્ય આપવો. પછી ॐ असावादित्यो ब्रह्म । આ મંત્રવડે પ્રદક્ષિણા કરવી, પછી કેશવાદિ નામથી આચમન લઈ હાથ ધોઇ નાંખવો.

[1]सूर्योपस्थानम्---જલની અંજલી લઈ उद्वयमुदुत्यमिति द्वयोः प्रस्कण्व ऋषिः । सूर्यो देवता । अनुष्टुप् छंदः । चित्रं देवानामित्यस्य कुत्सांगिरस ऋषिः । सूर्यो देवता । त्रिष्टुप्

---

૧ સૂર્ય વડે રક્ષિત થએલા અને મૃત્યુ તથા સ્વર્ગને જોવાવાળા તથા સ્વર્ગથી પર લોકને જોવાવાળા એવા પ્રકાશ રૂપ સૂર્ય દેવતાનું હમો ધ્યાન કરીએ છીએ. ૧

તે જનવેદા ( પ્રકાશ સ્વરૂપ ) સૂર્ય દેવતા જગતના પ્રકાશને માટે ઉત્કર્ષ ધારણ કરે છે તેમજ અને આકાશ માર્ગે ગમન કરાવનાર એવા સૂર્ય દેવતાનું હમો ધ્યાન કરીએ છીએ. ૨

छंदः । तच्चक्षुरित्यस्य दध्यंङ्ङाथर्वण ऋषिः । सूर्योपस्थाने विनियोगः એમ કહી પાણી મૂકી દેવું. પછી બેઉ હાથે (સ્વસ્તિક) આશીર્વાદ દેતા હોઈએ તેમ બેઉ હાથ કાન આગળ સૂર્યની સામા કરી—ॐ उद्वयन्तमस स्परिस्वः, पश्यन्तऽउत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ उदुत्यं जातवेदसं देवं व्वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ॥ चित्रं देवानां मुदगादनीकं चक्षुर्मित्रस्य व्वरूणस्याग्नेः आप्राद्यावा

---

દેવતાઓમાં મુખ્ય મિત્ર વરૂણ અને અગ્નિ આદિ દેવતાઓના ચક્ષુરૂપ સૂર્ય વિચિત્રતાથી ઉદય પામે છે અને સ્થાવર જંગમાત્મક આત્મસ્વરૂપમાં લિન થનારા પોતાના કિરણો વડે પૃથ્વી આદિ અંતરિક્ષોમાં પ્રકાશ કરનાર એવા સૂર્યનું હમો ધ્યાન કરીએ છીએ.

તે સૂર્ય દેવતા ઉપર કહેલા મિત્ર, વરૂણ અને અગ્નિ આદિ દેવતાઓના કિંવા સર્વ જગતના નેત્રરૂપ સર્વનું કલ્યાણ કરનાર પૂર્વ દિશામાં ઉદય પામવાવાળા એવા સૂર્ય મંડળનું તેના ઉપસ્થાન વડે હમો સો વર્ષ જોઇએ. સો વર્ષ આયુષ્ય ભોગવીએ. સો વર્ષ સાંભળીએ, સો વર્ષ બોલીએ, સો વર્ષ સુધી શ્રીમાન થઇએ. એ પ્રકારે સૂર્ય દેવતા હમારૂં કલ્યાણ કરો.

पृथिवी अंतरिक्षं सूर्यऽआत्मा जगतस्तस्थुषश्च ॥ ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतंप्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतंभूयश्च शरदः शतात् ॥ આ મંત્ર ભણી ઉપસ્થાન કરવું.

गायत्र्यावाहनम्—જલની અંજલી લઈ तेजोसियस्य परमेष्ठी प्रजापतिर्ऋषिः । आज्यं देवता । जगती छंदः । यजुर्गायत्र्यावाहने विनियोगः ॥ એમ કહી પાણી મુકી દેવું. પછી હાથ જોડી રાખી ॐ तेजोसि शुक्रमस्यमृतमसि धामनामासि । प्रियन्देवाना मनाधृष्टन्देव यजनमसि ॥ આ મંત્ર ભણી જપને માટે ગાયત્રી મંત્ર દેવતાનુ આવાહન કરવું.

जपसंकल्पः—જલની અંજલી લઈ--अद्य०—ॐतत्सत्परमेश्वरप्रीत्यर्थं मम सर्वपापक्षयार्थं—यथाशक्ति गायत्रीमंत्रजपमहं करिष्ये ॥ એમ કહી પાણી મૂકી દેવું.

गायत्रीजपः–[1]જલની અંજલી લઈ प्रणवस्य ब्रह्मा ऋषिः । परमात्मा देवता । गायत्री छंदः । व्याहृतीनां प्रजापति ऋषिः । अग्निवायुसूर्या देवताः । गायत्री छंदः । सर्वपापक्षयार्थे गायत्रीमंत्रजपे विनियोगः ॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી વસ્ત્રે ઢાંકેલી માળા નાભિદેશે[2] (ડુંટી આગળ) રાખી ઉચ્ચાર ન સંભળાય અને હોઠ ન હાલે તેમ મૌન થઇ

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि । धियोयोनः प्रचोदयात् ॥ આટલા મંત્ર અર્થનું ચિંતવન કરતાં ભણી, એક એક મણકો મૂકવો. એમ યથાશક્તિ (૧૦૮) કિંવા (૨૮) અથવા (૧૦) વાર ગાયત્રીમંત્રનો જપ કરવો.

---

[1] बृहद्यम—न तथा वेदजपतः पापं निर्दहति द्विजः। यथा सावित्रि जपतः सर्वपापैः प्रमुच्यते ॥ જેમ ગાયત્રી જપથી સર્વ પાપથી મુક્ત થાય છે તેમ દ્વિજ વેદજપથી પાપમુક્ત થતો નથી.

[2] धर्मप्रवृत्तौ—प्रातर्नाभौ करं धृत्वा मध्याह्ने हृदि संस्थितम् । सायं जपतिनासाग्रे जपस्तु त्रिविधः स्मृतः ॥ પ્રાતર નાભિ આગળ હાથ રાખી, મધ્યાહ્ને હૃદય આગળ અને સાયંકાળે નાક આગળ એમ ત્રણ પ્રકારે જપનો વિધિ છે. (વળી પ્રાતર અને મધ્યાહ્ને ઉભા રહીને સાયંકાળે ઘુંટણીએ બેસી જપ કરવો.)

जपनिवेदनम्—જલની અંજલી લઈ देवागातुविद इत्यस्य मनसस्पतिर्ऋषिः । वातो देवता । विराट् छंदः । जपनिवेदने विनियोगः । એમ કહી પાણી મૂકી દેવું. પછી હાથ જોડી રાખી ॐ देवागातुविदो गातुंवित्त्वा गातुमित । मनसस्पतइमन्देव यज्ञः स्वाहा वातेधाः ।। આ મંત્ર ભણવો. પછી

जपार्पणम्—જલની અંજલી લઈ अनेन प्रातःसंध्यांग-भूतेन यथाशक्ति गायत्रीमंत्राजपाख्येन कर्मणा श्री भगवान ब्रह्मस्वरुपी सूर्यनारायणः प्रीयतां न मम ।। એમ કહી પાણી મૂકી દેવું.

गोत्रप्रवरोच्चारपूर्वकं अभिवादनम्--- (गोत्रप्रवरोच्चा-रणम् )----अमुकगोत्रोत्पन्नोऽहं अमुकप्रवरान्वितोऽहं शुक्लय-जुर्वेदान्तर्गतमाध्यन्दिनवाजसनेयशाखाध्यायी अमुकशर्माऽहं જેમકે--(गौतमगोत्रोत्पन्नोऽहं गौतमांगिरसऽ अयास्येति त्रिप्रवरान्वितोऽहं शुक्लयजुर्वेदान्तर्गत माध्यान्दिनवाजसने-यशाखाध्यायी अ०----शर्माहं આ પ્રમાણે પોતપોતાનાં ગોત્ર, પ્રવર, શાખાયુક્ત નામ કહી બેઉ હાથ જોડી----भो आचार्य त्वां अभिवादयामि । भो वैश्वानर त्वां अभिवादयामि ।

भो सुर्याचंद्रमसौ युवां अभिवा० । भो याज्ञवल्क्य त्वां अभिवा० । भो ईश्वरत्वां अभिवा० ॥ પછી आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् । सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥ એમ કહી નમસ્કાર કરવા. પછી આચમન કરી બેઉ હાથ જોડી (इश्वर स्तुतिः) यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु । न्यूनं संपूर्णतां याति सद्यो वंदे तमच्युतम् ॥ એમ કહી નમસ્કાર કરવા.

संध्यार्पणम्---જલની અંજલી લઇ अद्य० अनेन प्रातः संध्योपासनाख्येन कर्मणा श्री भगवान परमेश्वरः प्रीयतां न मम ॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી ॐ विष्णवे नमः । એમ ત્રણવાર કહેવું.

भस्मविसर्जनम्—यज्ञरक्षे नमस्तुभ्यं योगिनां चर्चिता द्विज । आत्मांगं च विलेपाय स्वस्थाने परमेश्वरि ॥ એમ કહી જલવડે ભસ્મ વિસર્જન કરવી. હે, ભસ્મ યોગીઓએ અથવા બ્રાહ્મણોએ અર્થિત કરી યજ્ઞરક્ષે આપને નમસ્કાર.

शिखामुक्तिः—ब्रह्मपाशसहस्रेण रुद्रशूलशतेन च । विष्णुचक्रसहस्रेण शिखामुक्तिं करोम्यहम् ॥ એમ કહી શિખા છોડી નાંખી, પાછી શિખા બાંધવી (तूष्णीम्) પછી

દર્ભપવિત્રિ ( કોઈ પણ કર્મને અંતે) તુળસી મૂલે (પવિત્ર સ્થલને વિષે) કાઢી મૂકવી. બ્રહ્મના સહસ્ત્ર પાશ રૂદ્રના શુલો અને વિષ્ણુના સહસ્ત્ર ચક્રથી મુક્ત થવાને શિખા મુક્ત કરૂં છું. આપ આપના સ્થાને પધારો.

इति प्रातःसंध्या ।



अथ मध्याह्नसंध्या.

પ્રથમથી તે 'हृदि पवित्रकरणम्' સુધી 'પ્રાતઃ સંધ્યા પ્રમાણે પછી—

**संध्यासंकल्पः**—જલની અંજલી લઇ अद्य०—**ममोपात्तदुरितक्षयद्वारा श्री परमेश्वरप्रीत्यर्थं रुद्रावाप्तये मध्याह्नसंध्योपासनमहं करिष्ये ॥** આ પ્રમાણે સંકલ્પ કરી પાણી મુકી દેવું. પછી **न्यास** પર્યંત 'પ્રાતઃ સંધ્યા' પ્રમાણે પછી—

१ आवाहनम्—હાથ જોડી રાખી सावित्रीं युवतीं शुक्ल-वस्त्रां त्रिलोचनाम। त्रिशुल्निनीं वृषारूढां यजुर्वेदेन संयुताम्। रुद्राणीं रुद्रदैवत्यां रुद्रलोकनिवासिनम्। वरदां त्र्यक्षरां साक्षाद्देवीमावाहयाम्यहं। आवाहयाम्यहं देवीमायान्तीं सूर्यमंडलात्। आगच्छ वरदे देवि त्र्यक्षरे रुद्रवाहिनि। सावित्रि छंदसां मातर्रुद्रयोनि नमोऽस्तु ते॥

२ अम्बुप्राशनम्—જલની અંજલી લઈ आपः पुनन्त्विति मंत्रास्य नारायण ऋषिः। आपो देवता। गायत्री छंदः। अंबुप्राशने विनियोगः॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી

---

૧ હે સાવિત્રિ દેવિ! યુવાવસ્થાવાળાં, ઉજ્વળ શ્વેત વસ્ત્રોને ધારણ કરવાવાળાં ત્રણ નેત્ર છે જેને. હસ્તમાં ત્રીશુળ ધારણ કર્યું છે એવાં. વૃષભ છે વાહન જેનું, એવાં યજુર્વેદમાં સ્થિર થએલાં, રૂદ્રાણી રૂદ્રની શકિત છે જેમાં એવા, અને રૂદ્રલોકમાં વાસ કરવાવાળા સાવિત્રિ, આપનું હું આવાહન કરૂં છું, માટે હે સાવિત્રિ! હે વેદની માતા! અને રૂદ્રયોનિ! તમને નમસ્કાર કરૂં છું.

૨ હે, વરૂણ દેવતા પોતાની શક્તિ વડે પૃથ્વિને પવિત્ર કરો તેમ આ સ્થૂળ શરીરને પણ પવિત્ર કરો. તેમજ ક્ષેત્રજ્ઞને પણ પવિત્ર કરો. અને વેદના પાલક આચાર્યને પણ પવિત્ર કરો. અને વેદ પવિત્ર થયા પછી તેના પઠન વડે મને પવિત્ર કરો અને અપવિત્ર

જલ લઇ ॐ आपः पुनन्तु पृथिवीं पृथिवी पूता पुनातु माम्।
पुनन्तु ब्रह्मणस्पतिर्ब्रह्मपूता पुनातु माम्।
यदुच्छिष्टमभोज्यं च यद्वा दुश्चरितं मम। सर्वं पुनन्तु मामापो
सतां च प्रतिग्रह० स्वाहा ॥ એમ કહી તે જલ પીજવું.
પછી 'अन्नपर्पणम्' પર્યંત પ્રાતઃ સંધ્યા પ્રમાણે—

अर्घ्यमेकं दद्यात्—પ્રાતઃ સંધ્યા પ્રમાણે ગાયત્રી મંત્રવડે માત્ર એક અર્ઘ્ય આપવો. પછી પ્રાતઃસંધ્યા પ્રમાણે કરી. પછી

जपसंकल्पः—જલની અંજલી લઇ अद्य०—मध्याह्न संध्यांगभूतं—यथाशक्ति गायत्रीजपमहं करिष्ये ॥ એમ સંકલ્પ કરી પછી હૃદય આગળ જપમાળા રાખી ગાયત્રીજપ કરવા. પછી 'जपनिवेदनम्' પર્યંત પ્રાતઃસંધ્યા પ્રમાણે કર્યા પછી—

जपार्पणम्—જલની અંજલી લઇ अनेन मध्याह्नसंध्यांगभूतेन यथाशक्ति गायत्रीजपाख्येन कर्मणा श्री भगवान्

---

ઉચ્છિષ્ટ ભોજન કર્યું હોય અર્થાત્ અપ્રતિગ્રહનો પ્રતિગ્રહ કરાયો હોય અથવા મારામાં કાંઇ દુરાચરણ હોય તે સર્વ જળ વડે મને પવિત્ર કરો અને આચમન વડે મારા સઘળાં પ્રાયશ્ચિતો ભસ્મિભૂત થાઓ.

रुद्रस्वरूपी सविता देवता प्रीयतां न मम ॥ એમ કહી પાણી મુકી દેવું. પછી બીજું પ્રાતઃસંધ્યા પ્રમાણે—

**संध्यार्पणम्**—જલની અંજલી લઈ अनेन मध्याह्नसंध्योपासनाख्येन कर्मणा श्री भगवान् परमेश्वरः प्रीयतां न मम ॥ એમ કહી પાણી મૂકી દેવું.

**संध्याविसर्जनम्**—હાથ જોડી રાખી उत्तरे शिखरे जाते भूम्यां पर्वतवासिनी । रूद्रेण च त्वनुज्ञाते गच्छ देवि यथासुखम् ॥ પછી બાકીનું 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે—इति मध्याह्न संध्या.

## अथ सायंसंध्या.

પ્રથમથી તે 'हृदिपवित्रकरणम्' સુધી 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે. પછી—

[1]**संध्यासंकल्पः**—જલની અંજલી લઈ अद्य०—ममोपात्त दुरितक्षयद्वारा श्री परमेश्वर प्रीत्यर्थं त्रिष्णवाप्तये सायंसंध्योपासनमहं करिष्ये ॥ આ પ્રમાણે સંકલ્પ કરી પાણી મૂકી દેવું. પછી न्यास પર્યંત 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે. પછી

---

૨૧ આ પૃથ્વિમાં શ્રેષ્ટ પર્વતના ઉત્તમ શિખરેમાંથી ઉત્પન્ન થએલા એવાં હે રૂદ્રયોની! હે દેવિ! તમો સ્વસ્થાન પ્રત્યે ગમન કરો.

आवाहनम्—બેઉ હાથ જોડી રાખી  वृद्धां सरस्वतीं कृष्णां पीतवस्त्रां चतुर्भुजाम् । शंखचक्रगदापद्महस्तां गरुड-वाहिनीम् । वैष्णवीं विष्णुदैवत्यां विष्णुलोकनिवासिनीम् । वरदां त्र्यक्षरां साक्षाद्देवीमावाहयाम्यहम् । आवाहयाम्यहं देवीमायान्तीं विष्णुमंडलात् । आगच्छ वरदे देवी त्र्यक्षरे विष्णुवादिनी । सरस्वति छंदसां मातर्विष्णुयोनि नमोऽस्तु ते ॥

પછી બીજું 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે.

अर्घ्यत्रयंदद्यात—પશ્ચિમાભિમુખે રહી પ્રાતઃ-સંધ્યા પ્રમાણે ત્રણ અર્ઘ્ય આપવા. પછી બીજું 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે કરી પછી—

---

૧ હે સરસ્વતિ વૃદ્ધા વૃદ્ધ છે શરીર જેનું અને કૃષ્ણ છે વર્ણ જેનું, પીળાં વસ્ત્રો ધારણ કરવાવાળાં અને જેના ચાર હસ્તમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે એવાં ગરૂડ છે વાહન જેનું એવાં, અને બદ્રિકાશ્રમમાં વાસ કરનારાં અને સૂર્ય મંડળમાંથી ગમન કરવાવાળાં એવાં સરસ્વતિ દેવિનું હું આવાહન કરૂં છું. માટે હે દેવિ વરદાનને આપવાવાળાં હે ત્ર્યક્ષરે! હે વિષ્ણુ વાદિની! હે ભારતિ! હે વેદની માતા! હે વિષ્ણુ યોનિ! તમને નમસ્કાર કરીએ છીએ.

१ अम्बुप्राशनम्—જલની અંજલિ લઇ अग्निश्चमेति नारायण ऋषिः । अग्निर्देवता । अनुष्टुप् छंदः । अंबुप्राशने विनियोगः ॥ એમ કહી પાણી મૂકી દેવું. પછી હાથમાં જળ લઈ ॐ अग्निश्चमामन्युश्चमन्युपतयश्च मन्युकृतेभ्यः । पापेभ्यो रक्षान्तां । यदह्ना पापमकार्षं । मनसावाचाहस्ताभ्यां । पद्भ्यामुदरेण शिश्ना । अहस्तदवलुंपतु । यत्किंचिद् दुरितं मयि । इदमहं माममृतयोनौ । सत्ये ज्योतिषि जुहोमि स्वाहा । એમ કહી તે જળ પી જવું. પછી—પૂર્વવત્ ॥

जपसंकल्पः—જલની અંજલિ લઈ अद्य०—सायंसंध्यांगभूतं-यथाशक्ति गायत्रीजपमहं करिष्ये ॥ એમ સંકલ્પ કરી પાણી મૂકી દેવું. પછી નાક આગળ જપમાળા રાખી ગાયત્રી જપ કરવા. પછી બીજું 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે કર્યા પછી–

---

૧ હે, અગ્નિ તથા યજ્ઞ યજ્ઞના પતિઓને ( ઈંદ્રાદિક દેવો ) ને આ સાંગ યજ્ઞ મનુષ્ય કૃત પ્રાયશ્ચિતમાંથી રક્ષા કરો. મારા દિવસનાં મન, વાણી, હાથ, પગ, ઉદર શિશ્ના દિ વડે જે પ્રાયશ્ચિત થયું હોય વળી મહારામાં અન્ય પ્રાયશ્ચિત હોય તે આપ દુર કરો અને લિંગ શરીર જન્મ મરણાદિથી સર્વ જગતના કારણ ભુત સત્ય વડે પ્રકાશ કરવાળો હું અગ્નિ વિષે હોમું છું.

**जपार्पणम्**--જલની અંજલિ લઈ **अनेन सायंसंध्यांगभूतेन यथाशक्तिगायत्रीजपाख्येन कर्मणा श्री भगवान् विष्णुस्वरूपी सविता देवता प्रीयतां न मम ।** એમ કહી પાણી મૂકી દેવું. પછી બીજું 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે.—

**संध्यार्पणम्**--જળની અંજલિ લઇ--**अनेन सायंसंध्योपासनाख्येन कर्मणा श्री भगवान् परमेश्वरः प्रीयतां न मम ॥** એમ કહી પાણી મૂકી દેવું. પછી—

**संध्याविसर्जनम्**—હાથ જોડી રાખી **पश्चिमे शिखरे जाते अस्ताचलनिवासिनि । वैष्णवेभ्यो ह्यनुज्ञाते गच्छ देवि यथासुखम् ॥** પછી બાકીનું 'પ્રાતઃસંધ્યા' પ્રમાણે. **इति सायंसंध्या समाप्ता.**

---

હે દેવિ ! તમે પૃથ્વીમાં શ્રેષ્ઠ પર્વતના ઉત્તમ શિખરમાંથી ઉત્પન્ન થએલાં હે વિષ્ણુઓની ! હે દેવિ આપ સ્વસ્થાને જાઓ.

## २ ( देवतापूजनम् )

**कात्यायनः----**

आदित्यं गणनाथं च देवीं रुद्रं च केशवम् ॥
पंचदैवतयमित्युक्तं सर्वकर्मषु योजयेत् ॥

સૂર્ય; ગણુપતિ, દેવી, શંકર, વિષ્ણુ આ પ્રમાણે પંચાયતનમાં પાંચ દેવતાઓનું દરરોજ પૂજન કરવું કારણ કે એ પાંચે દેવતાઓ પંચમહાભૂતના કારણ છે તથા સર્વ સુખના આપનારા એજ છે માટે પાંચ દેવતામાં અભેદ બુદ્ધિ રાખી દરેક બ્રાહ્મણે તથા સદ્ગૃહસ્થે પુજન કરવા તત્પર રહેવું.

પંચાયતન દેવતામાં પોતાના કુલાચાર તથા ઈષ્ટ ભાવ પ્રમાણે દરેકને પૂજન કરવાની રીત--

૧ **गणपतिपंचायतन**--પ્રમુખ હોય તો મધ્યમાં ગણુપતિ ઇશાનમાં વિષ્ણુ, અગ્નિ કોણુમાં શંકર, નૈઋત્યમાં સૂર્ય અને વાયુ કોણુમાં દેવી. આ પ્રમાણે ગણુપતિ પંચાયતનમાં દેવતા સ્થાપન કરવું.

૨ **शिवपंचायतन**--પ્રમુખ હોય તો મધ્યભાગમાં શંકર, ઇશાનમાં વિષ્ણુ, અગ્નિમાં સૂર્ય, નૈઋત્યમાં ગણુપતિ, અને વાયુ કોણુમાં દેવીનું સ્થાપન કરવું.

**३ विष्णुपंचायतन**—પ્રમુખ હોય તો વિષ્ણુ, ઈશાનમાં શંકર, અગ્નિકોણમાં ગણપતિ, નૈઋત્યમાં સૂર્ય, અને વાયુ કોણમાં દેવીનું સ્થાપન કરવું.

**४ देवीपंचायतन**—દેવી પંચાયતનના પ્રમુખપણામાં મધ્યમાં દેવી, ઈશાનમાં વિષ્ણુ, અગ્નિકોણમાં શંકર, નૈઋત્યમાં ગણપતિ તથા વાયુ કોણમાં સૂર્યની સ્થાપના કરવી.

**५ सूर्यपंचायतन**—જ્યારે સૂર્યને પ્રમુખપણું હોય ત્યારે મધ્યમાં સૂર્ય, ઇશાનમાં શંકર, તથા અગ્નિકોણમાં ગણપતિ, અને નૈઋત્યમાં વિષ્ણુ તથા વાયુકોણમાં દેવીનું સ્થાપન કરવું.

ઉપર દર્શાવ્યા પ્રમાણે જેને જે દેવતા વિશેષ ઇષ્ટતમ હોય તે પ્રમાણે पंचायतनदेवतानुं પૂજન કરવું. પરંતુ સર્વ દેવતા अभेदरूप છે એમ માનવું. કારણ કે વેદમાં તથા धर्मशास्त्रना ગ્રંથોમાં દેવતા પૂજનનો વિશેષ મહિમા બતાવેલો છે.

स्वयं यजति चेद्देवं उत्तमा सोदरात्मजैः ॥
मध्यमा या यजेत् भृत्यैरधमा याजनक्रिया ॥
धर्मार्जितधनक्रीतैर्यैः कुर्यात् केशवार्चनं
उद्धरेत्स्वेन सहितान् दश पूर्वान् दशापरान् ॥

પોતેજ પુત્રો તથા ભાઈ ભાંડુ સહિત પૂજન કરે છે તો **उत्तम** કહેવાય છે. પોતે અશક્ત હોવાથી તથા કારણસર બીજા (ભૃત્યવર્ગ) પાસે પૂજન કરાવવામાં આવે છે તે **मध्यम** કહેવાય છે. અને પોતેજ પારકાંને ઘેર જઈ સ્વાર્થ માટે ધન લઈ પૂજન કરે છે તે अधम પૂજા કહેવાય છે.

કારણ કે ધર્મથી મેળવેલા ધનનો મુખ્ય લાભ તો એજ છે કે પ્રભુ પ્રીત્યર્થે સત્કર્મમાં ખરચેલા દ્રવ્યથી પોતાના દશ પૂર્વજો તથા થનારી દશ પેઢી અને પોતે મળીને એકંદર એકવીશ પેઢીનો ઉદ્ધાર (પાવન) થાય છે,

ઉપર જણાવ્યા પ્રમાણે જેઓ વરતતા નથી એટલે કોઈ પણ દેવતામાં આસ્તિકબુદ્ધિ પ્રમાણે જેઓ વરતતા નથી તેટલી પેઢી (વંશ) ધીમે ધીમે નીચે થતી જાય છે. માટે હરરોજ **पंचायतन** દેવતાનું પૂજન શ્રદ્ધાપૂર્વક કરવું.

### षोडशोपचार–पूजाक्रमः

**आचम्य प्राणानायम्य**

**ॐ श्री गुरुभ्यो नमः ॐ परमगुरुभ्यो नमः ॐ परात्पर**

गुरुभ्यो नमः ॐ परमेष्ठि गुरूभ्योनमः ॐ इष्ट देवताभ्यो नमः ॐ कुलदेवताभ्योनमः ॐ ग्रामदेवताभ्योनमः ॐ स्थानदेवताभ्योनमः ॐ शचीपुरंदराभ्यांनमः ॐ सर्वेभ्यो देवेभ्योनमः ॐ सर्वेभ्यो ब्राह्मणेभ्योनमः ॐ शिद्धि बुद्धि सहिताय श्रीगणेशांत्रिकाभ्यांनमः ॥ ॐ सुमुखश्चैकदंतश्च कपिलोगजकर्णकः ॥ लंबोदस्य विकटो विघ्ननाशो विनायकः ॥ १ ॥ धूम्रकेतुर्गणाध्यक्षो भालचंद्रो गजाननः ॥ द्वादशैतानिनामानि यःपठेत् शृणुयादपि ॥ २ ॥ विद्यारंभे विवाहेच प्रवेशेनिर्गमेतथा ॥ संग्रामे संकटेचैव विघ्नस्तस्यन जायते ॥ ३ ॥ शुक्लांबर धरं देवं शशिवर्णं चतुर्भुजं प्रसन्न वदनं ध्यायेत्सर्व विघ्नो पशान्तये ॥ ४ ॥ लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥ येषांइंदिवरश्यामो हृदयस्थो जनार्दनः ॥ ५ ॥ अभीप्सितार्थ सिध्यर्थं पूजितोयः सुरासुरैः ॥ सर्वविघ्न हरस्तस्मै गणाधिपतयेनमः ॥ ३ ॥ वक्रतुंड महाकाय सूर्यकोटि समप्रभो ॥ अविघ्नं कुरुमेदेव सर्वकार्येषु सिद्धिदा ॥७॥

सर्व मंगल मांगल्ये शिवेसर्वार्थ साधिके ॥ शरण्ये त्र्यंबके गौरी नारायणी नमोस्तुते ॥ ८ ॥ सर्वदा सर्व कार्येषु नास्ति तेषाममंगलं ॥ येषांहृदिस्थो भगवान मंगलाय तनोहरिः ॥ ९ ॥ तदेवलग्नं सुदिनंतदेव ताराबलं चंद्रबलंतदेव ॥ विद्याबलंदैव बलतदेव लक्ष्मीपते तेंघ्रियुगंस्मरामि ॥१०॥ यत्रयोगेश्वर कृष्णो यत्रापार्थो धनुर्धरः ॥ तत्रश्रीविजयो भूति ध्रुवार्णातिर्मति मम ॥ ११ ॥ सर्वेष्वारंभ कार्येषु त्रयस्त्रि भुवनेश्वरः देवादिशंतुनः सिद्धि ब्रंम्हशान जनार्दनः ॥ १२ ॥ हस्ते जलमादाय )

હાથમાં પાણી લેવું.

ॐ अद्य श्री शेष भुजंग फणा मंडलाधार धरित्र्यामिह भुवनकोशे जांबुद्विपे भरतखंडे आर्यावर्तांतर्गत ब्रह्मावर्तक देशे कुमारिका क्षेत्रांतरवर्त्तीनी अस्मिन् रामक्षेत्रे दंड कारण्ये तपती नर्मदयोर्मध्यदेशे गोदावर्या उत्तरे तटे श्रीमल्लवणमद्य पूर्वतीरे अमुक।यतने देव ब्राह्मणानां चरण सन्निधौ श्रीमद्भ- गवतो महापुरूषस्य श्री विष्णोराज्ञा प्रवर्तमानस्य अद्य श्री

ब्रह्मणो द्वितीयपरार्धे श्री श्वेतवाराहकल्पे वैवस्वत मन्वंतरे अष्टाविंशतितमे कलियुगे प्रथमचरणे श्री विष्णो बौद्धावतारे विक्रम शकानुवर्तमान शालिवाहनशके श्री नृप विक्रमार्क समयातीत संवत्सराणां मध्ये आषाडादि अमुकाधिक गते अमुक शतितमे वर्षे अमुक नाम्ने संवत्सरे अमुकायन श्री सूर्ये अमुकऋतौ महामांगल्यप्रद मासोत्तमे मासे अमुकमासे अमुक पक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे अमुकराशि स्थिते चंद्रे अमुकराशी स्थिते सूर्ये अमुक राशी स्थिते देवगुरौ शेषेषु ग्रहेषु यथा यथा स्थान स्थितेषु सत्सु एवं ग्रहगुण विशेषण विशिष्टायां शुभ पुण्य तिथौ अस्मिन पुण्याहे ॥

मम आत्मनः श्रुतिस्मृतिपुराणोक्त फलप्राप्त्यर्थं श्री अमुक पंचायतनदेवता प्रीत्यर्थं यथाज्ञानेन यथामीलितोपचार द्रव्यैः पुरुषसूक्तेन ध्यानावाहनादि अमुक पंचायतन देवता षोडशोपचारैः पूजन मऽहंकरिष्ये ॥

ઉપર લખવા પ્રમાણે સંકલ્પ કર્યા બાદ કલશ, શંખ, ઘંટાનું પૂજન કરવું.

ॐ तत्वायामि ब्रह्मणा वंदमानस्तदाशास्तेयजमानोह-विर्भिः ॥ अहेडमानो वरुणेहबोध्युरुशंस मान आयुः प्रमोषी ॥ ॐ भूर्भुवः स्वः कलशस्थ वरुणायनमः सर्वोप-चारार्थं गंधाक्षत पुष्पाणि समर्पयामि ।

(शंखपूजन) ॐ अग्निऋषिः पवमानः पांचजन्यः पुरोहितः ॥ तमीमहेमहागयं ॥ ॐ पांचजन्यायनमः गंधं पुष्पं समर्पयामि ॥

(घंटापूजनं) आगमार्थंतु देवानां गमनार्थंतु रक्षसां ॥ घंटानादं प्रकुर्वीत पश्चात् घंटांप्रपूजयेत् ॥ ॐ सुपर्णोसि०

એ મંત્ર વડે ઘંટાનું પૂજન કરવું.

પછી નિચે લખેલા સોળ મંત્રો વડે શરીરની શુધ્ધિ માટે ન્યાસ કરવા. સંપુર્ણ મંત્રો પુજન ક્રમમાં આપવામાં આવ્યા છે તેથી નામમંત્ર અહિંઆં લખ્યા છે,

ॐ सहस्रशीर्षा० (वामकरे) ॥ १ ॥ ॐ पुरुष एवेदं०-दक्षिणकरे ॥ २ ॥ ॐ एतावानस्य०-वामपादे ॥ ३ ॥ ॐ त्रिपादूर्ध्व० दक्षिणपादे ॥ ४ ॥ ॐ ततोविराड्०-वामजानौ ॥ ५ ॥ ॐ तस्माद्यज्ञात्०--दक्षिणजानौ ॥ ६ ॥ ॐ तस्माद्यज्ञात्सर्व०--वामकट्यां ॥ ७ ॥ ॐ तस्मादश्वा०--दक्षिणकट्यां ॥ ८ ॥ ॐ तंयज्ञं०--नाभौ ॥ ९ ॥ ॐ यत्पुरुष--हृदये ॥ १० ॥ ॐ ब्राह्मणोस्य०--कंठे ॥ ११ ॥ ॐ चन्द्रमामनसो०--वामबाहौ ॥ १२ ॥ ॐ नाभ्या असीत्०--दक्षिणबाहौ ॥ १३ ॥ ॐ यत्पुरुषेण०--मुखे ॥ १४ ॥ ॐ सप्तास्यासन्०--नेत्रयो ॥ १५ ॥ ॐ यज्ञेन यज्ञ० शिरसि ॥ १६ ॥

ઉપર લખેલા ૧૬ મંત્રોવડે દેહ ન્યાસ કર્યાબાદ ॐ गणानांत्वा० મંત્રથી ગણપતિ ॥ ૧ ॥ ॐ अंबे अंबिके० મંત્રથી દેવીનુ ॥ ૨ ॥ ॐ इदं विष्णु મંત્રથી વિષ્ણુનુ ॥ ૩ ॥ ॐ नम०

શંભવાય૦ મંત્રથી શંકરનુ ॥ ૪ ॥ ॐ આકૃષ્ણે ન૦ મંત્રથી સૂર્યનુ ॥ ૫ ॥ ધ્યાન કરવુ ત્યારબાદ એક તંત્રથી પૂજન કરવુ

( ध्यान )

ॐ सहस्रशीर्षापुरुषः सहस्राक्षा सहस्रपात् ॥

सभूमिंᳬसर्वतस्पृत्वात्यतिष्ठद्दशागुलम्

ॐ भूर्भुव स्व श्री अमुकपचायतनदेवता-

भ्योनम आवाहनपूर्वक ध्यायामि १

( आसन )

ॐ पुरुषएवेदᳬसर्व यद्भूतयच्चभाव्यम्

उतामृतत्वस्येशानोयदन्नेनातिरोहति

ॐ भूर्भुव स्व श्रीअमुकपचायतनदेवताभ्यो-

नम आसन ( पुष्प ) समर्पयामि ॥ २

( पाद्यं )

ॐ एतावानस्यमहिमातोज्यायांश्चपूरुषः ।

पादोऽस्यविश्वा भूतानित्रिपादस्यामृतंदिवि ॥

ॐ भूर्भुः स्वः श्रीअमुक पंना० देवताभ्योनमः पाद्यं सम० ३

( अर्घ्यं )

ॐ त्रिपादूर्ध्वउदैत्पुरूषः पादोस्येहाभवत्पुनः
ततोविष्वङ्व्यक्रामत्साशनानशनेऽअभि
ॐ भूर्भुवः स्वः श्री अमुक पं० दे० नमः अर्घ्यंसमर्पयामि ४

[ आचमनीयं ]

ॐ ततोविराडजायतविराजोऽअधिपूरुषः
सजातोऽअत्यरिच्यतपश्चाद्भूमिमथोपुरः
ॐ भूर्भुवः स्वः श्री अमुक पं० दे० नमः आचमनीयं स० ॥ ५ ॥

[ पंचामृतस्नानं ]

ॐ पंचनद्यःसरस्वतीमपियन्तिसस्रोतसः
सरस्वतीतुपंचधासोदेशेऽभवत्सरित्

